નફો ધાર્મિક જ્ઞાન પ્રચારમાંજ વપરાય છે.





# અનુક્રમણિકા.







# આનંદનો સંદેશો.

---

આનંદમાં રહેજો સદા, આનંદનો પોકાર છે,
ભાવે પ્રભુને જો ભજો, તો જરૂર બેડો પાર છે.
આનંદમાં રહેજો સદા, આનંદનો પયગામ છે,
આનંદ એજ પામી શકે, જેના હૃદયમાં રામ છે.
સીતા એજ માગી શકે, જેહુ સાચા રામ છે;
પ્રભુ એજ પામી શકે, જેના હૃદય નિષ્કામ છે.
કાળા મારા કેશ ને, કાળો મારો વેશ છે;
આનંદમાં રહેજો સદા, આનંદનો સંદેશ છે.

નોટઃ—સેવક આનંદ સદા કાળો ફેંટો બાંધે છે.



# સાચો આનંદ કયાં છે?

નથી એ આનંદ લક્ષ્મી ઢગમાં, નથી ભર્યો મ્હેલાતોમાં
નથી છુપાયો શોખ વિવિધમાં, નથી ભર્યો એ વાતોમાં.
નથી એ આનંદ સ્રીના મુખમાં, નથી ભર્યો કાંઇ ઘરબારે;
નથી છુપાયો અધિકારોમાં; નથી ભર્યો કાંઇ દરબારે.
નથી એ આનંદ મિષ્ટ ભોજને; નથી ભર્યો એ ઉંઘવામાં
નથી છુપાયો શ્રવણ દ્રશ્યમાં, નથી બોલવે સુંઘવામાં.
**આનંદ ભાળો આ ચીજોમાં, માનો તે નાં સાચો છે;**
**અંતરના આનંદ વિણ પ્યારા, આનંદ એ સૌ કાચો છે.**

નથી એ આનંદ બજાર મળતો, નથા ભર્યો એ જળસ્થળમાં;
નથી છુપાયો બાગ બગીચે, નથી ભર્યો એ ફૂલફળમાં.
નથી એ આનંદ જંગલમાંહિ, નથી ભર્યો એ ઝાડોમાં;
નથી છુપાયો ગુફાની માંહિ, નથી ભરાયો પહાડોમાં,
નથી એ આનંદ ભોગવિલાસે, નથી એ મોહક ચિત્રોમાં;
નથી છુપાયો સ્વાર્થ વૃત્તિમાં, નથી એ વિધ વિધ મિત્રોમાં.
**આનંદ ભાળો આ ચીજોમાં માનો તે ના સાચો છે;**
**અંતરના આનંદ વિણ પ્યારા, આનંદ એ સૌ કાચો છે.**

(આનંદ)



# અંતર આનંદ.

ઘુંટડે ઘુંટડે આનંદ આનંદ, પીવાય તો પી લ્યો પ્યારા,
અંતરમાં છે અખુટ આનંદ. છતાં રહો છો શીદ ન્યારા.
બાહ્ય જગતના સુખ નહિ સાચાં અંતરમાં પેસો પ્યારા;
ભર્યા સુખના ભંડારો ત્યાં, શીદ બનો છો દુખીયારા.
શીદને ફોગટ ફરી રહયા છો, કુભાર ઘેર હીરા લેવા;
સ્થાન હીરાનું અંતર કેવળ, બહાર ફરે મુરખ જેવા.
બનો પરીક્ષક એ હીરાના નહિ તો સપડાશો કાચે;
બાહેર છોડી: આતમમાં પેસો, 'આનંદ' બોલે છે સાચે.

# અભિમાન.

હદથી વધુ જે ખીલતા, તે જાણજો કરમાય છે;
અપયશ તણો બોજો વહી, આ જગતમાંથી જાય છે.
ફુલ્યું જરૂર તે ફાટશે, ખીલ્યું ખરી પડનાર છે.
ના ફુલજો ભાઈ તમે જન્મ્યુ જરૂર મરનાર છે.

# સીકંદર—ઉઘાડે હાથ.

ગણાયો મહાન દુનિયામાં, સીકંદર પણ ગયો ચાલી;
મુકી સૌ રાજ્ય ને વૈભવ, ગયો નિજ હાથ લઈ ખાલી.
જમાવ્યાં રાજ્ય જીતોથી, ન શાંતિ લેશ પણ સેવી;
તમે પણ ચેતજો પ્યારા, દશા છે આપણી એવી.
જમાવો યત્નથી પૈસા, ન આવે સાથમાં કોડી;
સીકંદર પણ ગયો ત્યારે, ન સાથે લક્ષ્મીને જોડી.
ઉઘાડે હાથ શબ રાખી, જગતને તે ગયો ભાખી.
"બન્યા સૌ ખાખના પુતળાં, ને આખર થાય છે ખાખી"



# કોનાથી છુપાવો છો ?

યાદ રાખજો ! ઓ જાલીમ જુલમગારો ! કે જે ઘોર, ક્રુર, અને ભયંકર કૃત્યો, અહીં તમે તમારી સત્તા કે લક્ષ્મી બળે છુપાવી શકો છો તે માત્ર માનવી નજરથીજ છુપુ રહી શકે છે. પણ તે કીરતારની બારીક અને દિવ્ય દ્રષ્ટિમાં છુપાવવાને તે તમારી ભારેમાંભારે સત્તા, તમારા અખુટ ખજાના, કે તમારા રાજવૈભવો કાંઇ પણ ઉપયોગમાં આવી શકશે નહિ.

આનંદ



# ગરીબડો ભિક્ષુક.

ઓ ગરીબડા અશક્ત ભિક્ષુક ! તને ખાવાને એક રોટલાનો ટુકડો તે પણ-માંડ માંડ મળે; શરીર ઢાંકવા પુરતાં ફાટાંતુટાં ચીંથરાં પણ ન મળે; સુવાને સપાટ જમીન કે રેહવાને ઝુંપડું પણ કયાંથી મળે ? તું ભૂખ્યા કે તરસ્યાની ચિંતા કોણ કરશે ? તદન અશક્ત અને નિરાધાર સ્થીતિમાં પડેલ-ઓ ગરીબડા બંધુ ! શકિત છતાં ગરીબો તરફ બેદરકાર રહેનારાની ભાવિ સ્થીતિનું તું ખરેજ ભાન કરાવી રહયો છે.



(આનંદ)

# દુઃખી જીગરની હાય.

હે માનવી ! આ દુનિયામાં ઘાયલ અને દુઃખી જીગરની 'હાય'થી તું બહુજ સંભાળજે; કેમકે દુઃખી જીગરની હાય અસર વગર ખાલી જતી નથી.

ઓ ભાઇ, તને દુઃખ પડે તો તે ખુશીથી સહન કરી ખમી લેજે: પણ સુખ મેળવવા ખાતર બીજાને દુઃખ કે ત્રાસ ના આપતો; કેમકે દુઃખથી બળતા જીગરની એકજ ચીણગારી-આ દુનિયાની મોટામાં મોટી વસ્તુનો નાશ કે પાયમાલી કરવા સમર્થ છે.



(આનંદ)

# રાજ-ધર્મ !

[ દેશી રાજ્યના સંબંધમાં ]

રાજા બની રૈયત તણું દુઃખ જે નિવારી ના શકયા;
એવા નમાલા બાયલા, રાજા થયા શા કામના ?
રક્ષણ રહ્યું બાજુ, અરે ! અન્યાય જુલ્મો આદર્યા;
રક્ષણ બદલ ભક્ષણ કર્યા, રાજા થયા શા કામના ?
વિસ્તાર પામ્યા રાજ્યનો, વાડીરૂપે એ રાજ છે;
ફળ ફુલ રૈયત પોષવા, માળી બન્યા સતાજ છે;
પોષણ કરે ફળ ફુલનું, પામે અવિચળ તાજ છે;
રક્ષણ બદલ ભક્ષણ કરે, તો જરૂર તે તારાજ છે.

માળી બની વાડી તણા, ફળ ફુલને ચીમળાવતા,
કયાંથી ઠરે એ માળીડા, જે અંત નિજનો લાવતા.
વાડી જે આશ્રય સ્થાન છે. માળી તણા આરામનું,
તે વાડી શુષ્ક બની જતાં, માળી રખડતા થાય છે.
માળી તણો છે ધર્મ જયમ, 'વાડી તણું રક્ષણ કરો'
ત્યમ ધર્મ રાજાઓ તણો, 'રૈયત તણું પોષણ કરો'
આજ્ઞા પ્રભુની એજ છે, ને એજ સાચો ધર્મ છે;
રક્ષણ બદલ ભક્ષણ કરે ત્યાં ધર્મ નહિ, અધર્મ છે.

(આનંદ.)



# જુલ્મીઓની મોજ !

**શંકા:—** **ન્યાય કે અન્યાય ?**

જુલ્મગારો જુલ્મથી, નિર્દોષને રીબાવતા;
એ ન્યાય કે અન્યાય છે ? કયમ જુલ્મીઓ ફાવી જતા?

**સમાધાન:—**

ના માનજો ઓ બંધુઓ ! કે જુલ્મગારો જીતતા;
જીતે ભલે દુનિયા મહિ પણ હૃદય તો કંપી જતા.
જુલ્મ કરવામાં ભલે નિર્દોષપર તે ફાવતા;
પણ ન્યાય કુદરતનો થતાં, નિજ કૃત્યને તે જાણતા.
જુલ્મગારો ! સીતમગારો ! જુલ્મ વરસાવો તમે;
પણ પુછશે કિરતાર કે, શા શા કર્યાં કામો તમે?

**કામ કરતાં જુલ્મનું, કિરતારથી ડરતો રહે;**
**નોંધ જુલ્મી કામની, કિરતાર તો કરતો રહે.**

(આનંદ)



# જુલ્મીઓના જુલ્મ.

શંકાઃ—

જુલ્મીઓના જુલ્મને, અટકાવનારૂં કોણ છે?
સીતમગરના ત્રાસથી, હા! રક્ષનારૂં કોણ છે?

સમાધાનઃ—

જુલ્મીઓની જુલ્મ છરીઓ, નિર્દોષપર છે ચાલતી;
પણ હાય અંતરની ઉડી, તે જુલ્મીઓને બાળતી.
રંક રીબાવી ભલે, બળવાન મોજ ઉડાવતા;
પણ ન્યાય કુદરતનો થતાં, તે ભાનમાં આવી જતાં.



**ના કહો ઓ બંધુઓ! કે રક્ષનારૂં કો' નથી;**
**હા જુલ્મીઓને કર્મ ફળથી, રક્ષનારૂં કો' નથી.**
**અમીર હો કે ફકીર હો, હો રંક કે હો રાય હ્યાં;**
**પણ કીરતારના દરબારમાં, છે એક કાંટે ન્યાય ત્યાં.**

(આનંદ)



## અવધ !

સ્થીતિ પ્રભુ જે આપતો, સંતોષથી લેજે સહી;
દુઃખના દિવસ થાતાં અવધ, રે, જરૂર તે જાશે વહી.
જુલ્મીઓના જુલ્મ પણ, ચિરકાળ કો' ટકશે નહી;
પુણ્ય સંચય ખૂટતાં, નિજ કર્મથી હઠશે સહી.

**જોર જુલ્મગારનું તે બે ઘડીનું જાણવું;**
**અભિમાન જે લક્ષ્મીતણું, તે બે ઘડીનું જાણવું.**
**રાત અંતે દિવસ છે, ને દિવસ અંતે રાત છે,**
**ત્યમ જુલ્મ કરતાં આજ જે, નક્કી થશે તારાજ તે.**



## ઓ ભાનભુલા મુસાફર !

ઘોર કૃત્ય કરી છુપાઇ બેસનાર, ભાનભુલા મુસાફર! યાદ રાખજે કે તારા મુસાફીરખાનાની મજબૂતમાં મજબૂત લોખંડી દિવાલો, તારી 'હા' માં 'હા' મેળવતાં-તારા ખુશામતીયા આશ્રિતો, કે તને નમી નમી સેંકડો સલામો ભરતા-તારા દ્વારપાળો કે રક્ષકો-તે કીરતારની દરબારમાં-તે ન્યાયી પિતાના ન્યાય સામે, તને લેશમાત્ર પણ બચાવી શકે તેમ નથી.

આનંદ.



# અધિકાર—મુક્ત.

હે પ્રભુ! ઓ કૃપાળુ કિરતાર! મને મુક્ત કર! આ દુનિયાના દુઃખદાયક અને ક્ષણમાં નાશ થનાર અધિકારમાંથી મને મુક્ત કર! અત્યાર સુધી દુનિયાની ઘણી નિર્જીવ અને સજીવ વસ્તુઓને 'મારી' કરી માની, પરંતુ પ્રભુ! હવે તો હું જોઇ ગયો છું કે જે વસ્તુ હું 'મારી' માનતો જાઉં છું તેજ વસ્તુ મને વધુ અને વધુ દુઃખ આપતી જાય છે. સાચું સુખ આપનાર—એકજ ચીજ—અને તે—તુંહિ તુંહિ તુંહિ! હવે તો તેનેજ મારી કરીશ.

(આનંદ.)

# સાચી સ્થીતી.

આમ, આવ! ઓ ભોળા ભાઈ! જરા આમ આવ! અસત્ય, અન્યાય, અનીતિ અને દુરાચારને માર્ગે ચાલનાર મનુષ્યોને સુખ અને આનંદમાં મ્હાલતા જોઇ તું પણ લોભાઈ ગયો? બહારથી દેખાતા ઘડીભરના વૈભવને વશ થઇ ગયો? અરે તેના અલ્પ આનંદને આધીન બની ગયો? ભાઇ, જરા શાન્ત થા! તેમના હૃદયની સાચી સ્થીતિ તપાસી જો! અરે, તેમને પુછી જો કે "તમે કેવું સુખ અનુભવો છો?" અને તારી ખાત્રી થશે કે એ સુખના બારીક પડદા પાછળ દુઃખની જવાળા સળગી રહી છે

(આનંદ.)

# ઈચ્છવા યોગ્ય અધિકાર.

હે પ્રભુ ! મને એવી શકિત, સત્તા કે અધિકાર જરૂર આપજે કે જેથી દુ:ખી, અશકત, અને નિરાધાર જીવોનું પોષણ કરી શકું; નિર્દોષપર થતાં જુલ્મ કે સીતમ અટકાવી શકું; પોષણાર્થે પ્રમાણિકપણે કામ કરવાને ઉત્સાહી પરંતુ કામ કે સાધનને અભાવે લાચારીથી રખડી, સૂકે રોટલે નિભાવ કરતાં મનુષ્યોને યોગ્ય કામધંધો કે સાધન પુરા પાડી તેમને ઉદ્યમી બનાવી શકું; અને અન્ય પ્રાણીઓનું કાંઇ પણ ભલું કરવા સમર્થ થઇ શકું.

# નહિ ઈચ્છવા યોગ્ય અધિકાર.

હે પ્રભુ ! ના આપતો ! ના આપતો ! તું મને એવા અધિકાર, સત્તા કે શકિત ના આપતો—કે જેના મદમાં ફુલાઇ જઇ—કર્તવ્યધર્મ ભુલી જઇ—ગરીબોનાં ગળા રેંસવામાં—નિર્દોષને સંતાપી દુ:ખ દેવામાં—કે મારા તુચ્છ સ્વાર્થ કે ઘડીભરના આનંદને ખાતર બીજાને ત્રાસ કે નુકશાન પોંચે એવા કૃત્યો કરવામાંજ તેનો ઉપયોગ થઇ શકે !

બીજાને ત્રાસ આપનાર સત્તા કે શકિતવાળાઓ કરતાં સત્તા કે શકિતહિન દુર્બળ ભિક્ષુક હજાર દરજ્જે બહેતર છે.

# અખુટ શક્તિનો ભંડાર.

હે માનવી ! ઉઠ ! ઉઠ ! નિરાશ ન થા ! તું તો અખુટ શક્તિના ભંડારનો માલિક છે ! છતાં નિરાશ કયમ થાય છે ? આવ વ્હાલા ભાઇ આવ ! જરા જાગૃત થા ! તે ગુપ્ત ભંડાર પર દીધેલા અજ્ઞાનરૂપી તાળાને જ્ઞાનરૂપી ચાવીથી ખોલી નાંખ ! એટલે શ્રધ્ધારૂપી દરવાજા ખુલી જતાં જો ! જો ! વ્હાલાભાઈ ! અખુટ શક્તિનો ભંડાર તને ભેટી પડશે ! અને એ દિવ્યશક્તિ તને પરમાત્મ સાથે ઐકય કરાવી શકશે.

**અજ્ઞાન તાળું ખોલવાનું આળસ એજ નિબળતા.**



# શુકન અને અપશુકન.

કોઈ મનુષ્યના પહેરવેશની કોઇ વસ્તુમાં રહેલી કાળાશ કે શ્યામતાને અશુભ કે અપશુકનના ચિન્હ તરીકે માનનાર ઓ ભોળા ભાઈ ! તું ભુલે છે ! પાપી અને કાળા હૃદયને સફેદ કપડાથી ઢંકાયલું જોઇ તેની બાહ્ય ઉજવળતાપર તું મોહી પડવામાં ખરેખર ગંભિર ભુલ કરે છે !

શુકન-અપશુકન માને તો અંતરના રંગ તપાસજે. શુદ્ધ ભાવે સત્કાર્ય બજાવનારને કશામાં અપશુકન છેજ નહિ.



# દોષ-મુક્ત થા !

હા ! રક્ષનારા હાથ ! જો, તે ભક્ષનારા થઇ પડે.
તો ત્યાગ હાથોનો કરી **લુલા** બન્યા તો શું થયું ?
પરદોષ નિન્દા સુણવા, જો દોષ કરતા કાન તો;
આ કાન દોષો ટાળવા, **બહેરા** થયા તો શું થયું ?
અનીતિ માર્ગે દોરતી જો દ્રષ્ટિ આ આંખે કરી.
તો આંખ શુદ્ધિ પામવા **આંધળા** થયા તો શું થયું ?
પંચાત નિન્દા પરતણી જો જીભથી થાયે ઘણી.
તો જીભ વશને કાજ, જો **મુંગા** થયા તો શું થયું ?

# અનુભવથીજ સમજાય.

જ્યાં સુધી આપણે પોતે ભયંકર દુ:ખ-દર્દ કે આફત અને મુશ્કેલીના ભોગ થઈ પડતા નથી ત્યાં સુધી આપણે સુખની કે દુઃખીઓના દુ:ખની કદર કરી શકતા નથી. અનેક સામગ્રીથી ભરપુર શીતળ હવાવાળા મહાલયમાં વસનાર શ્રીમંતને સૂર્યના સખત તાપને લીધે તપી ગયેલા રસ્તામાં ઉઘાડે પગે ચાલી પેટનો ખાડો પુરવા ટુકડા રોટલાની ભીખ માંગતા ગરીબ બીચારા ભીખારીના દુ:ખનુ ભાન ક્યાંથી થાય ?



શ્રી

# નૃસિંહ હિન્દુ લૉજ.

આજે મુંબઈમાં-રહેવા તથા જમવાની સગવડ માટે જાણીતું અને માનીતું લૉજ છે. હવા ઉજાસ વાળી જગ્યા, સ્વચ્છ અને ઉત્તમ ખોરાક. ગ્રાહકોની સગવડ માટે: માલેકોની જાતિ દેખરેખ અને તે છતાં મધ્યમ સરના દર આ કારણોને લીધે આજે મુંબઈની પ્રજામાં આ લૉજ લોકપ્રીય થઈ પડયું છે.

એક વાર પધારી ખાત્રી કરવા ભલામણ છે.

ઠે. સીતારામ બીલડીંગ 'બી' બ્લોક
ક્રાફર્ડ મારકેટ પાસે—મુંબઈ

# મીઠાઇની

## અસહકાર.

ચીરા બજારમાં પારસી ભાઈઓનો એક માનીતો હિન્દુ મીઠાઇવાળો હતો પણ પારસી ભાઈઓ સહકારી અને તે મીઠાઈવાળા ભાઈ થયા અસહકારી એટલે સરકારના વફાદાર અને સહકારી પારસી ભાઈઓએ અસહકારી મીઠાઈવાળાનો અસહકાર કીધો.

**આનું નામ તે અસહકાર.**

શાખા ગ્રાંટરોડ-મુંબઇ,

# મોટી દુકાન.

## સહકાર

પણ પારસી ભાઈઓને જાત જાતના હલવા સુતરફેણી, મ્હેસુર, ખાજા, ગુલાબજાંબુ, વીગેરેનો શોખ તો ખરોજ એટલે કોઇ સહકારી–અને વળી ઉત્તમ પ્રકારની તાજી, મીઠાઈ મળી શકે એવો મીઠાઇવાળો શોધી કાઢયો શું તે મીઠાઈવાળાને તમે નથી ઓળખતા ? કોઈ પણ પારસી ગ્રહસ્થને પુછી જુઓ તો તુરતજ કહેશે કે. કમરૂદ્દીન, કમરૂદ્દીન.

કમરૂદ્દીન ઈબરાહીમજી
મીઠાઈવાળા
ક્રાફર્ડ મારકેટ સામે–મુંબઈ.

# તારીજ નિર્બળતા.

જેમ સ્વચ્છ સુંદર અને આકર્ષક વસ્તુઓ તરફ તેના ગ્રાહકો ખેંચાઈને આવે છે તેમ હે માનવી! જો તારા હૃદયમાં નિર્મળ, અને શુધ્ધ પ્રેમ તથા આકર્ષક શકિત હશે તો બીજા તારા તરફ આપોઆપ ખેંચાઈને આવશે. પ્રેમ મેળવવા, આજીજી, કે વિનંતિ કરવાની શી જરૂર? કોઈ તારાપર નહિ આકર્ષાય, તેમાં દોષ તેનો નથી. દોષ તારો છે, તારા હૃદયનો છે.

**સાચો હીરો થા! અને સાચો ઝવેરી કદર કરશેજ.**

(આનંદ)



# શાન્તિભુવન—હૃદય.

શાંતિભુવન છે નામ, ને શાંતિ તણું આ ધામ છેઃ
શાંતિ મહી છે સુખ, ને સર્વદા આરામ છે.
શાંતિ તણા ચાહનારને, ના કોઈથી કદી વેર છેઃ
ભલે દુનિયા સુખી થાએ, ન મનમાં કાંઈ ઝેર છે.
શાંતિભુવનમાં સદાયે શાંત ભલે દુનિયામાં કાળો કહેર છેઃ
પણ જ્યાં પ્રભુની મહેર છે, ત્યાં સદાયે લીલા લહેર છે.



# માતાને ચરણે!

---

જન્મી જગે જે માનવી નિજ માતને ભુલી ગયો;
સુખના સમુદ્રો છોડીને, દુઃખ સાગરે ડુલી ગયો.
માતા તારો પ્રેમ મધુરો, કયમ કરી વિસરી શકું,
કેદી બન્યો તુજ પ્રેમનો, તે કયમ કરી નિસરી શકું.
પ્રેમ દીઠો સર્વનો, દીઠો બધો તે સ્વાર્થમય,
પણ પ્રેમ સાચો માતનો, હા! એક તે નિસ્વાર્થમય.
સ્વાર્થમય સંસારમાહિ, સ્વાર્થવિણ કો' ના દિસે;
પણ માત! વ્હાલી માત! તું, નિસ્વાર્થની મુર્તિ દિસે.
પુત્રો ભલે નગુણા બની, નિજ માતને વિસરી જતાં;
પણ માતના પ્રેમી હૃદય તો, પ્રેમથી ઉભરી જતા.
માતા તણા ઉપકારનો બદલો દિયે અપકારમાં;
એવા નગુણા માનવી, દુઃખ પામશે સંસારમાં.
અપમાન માતાનું કરી, જે દુઃખ આપે માતને;
તે માતનું દુઃખ દેખીને, કરશે દુઃખી નિજ જાતને.
અપમાન નિજ માતાતણું કરનાર તે નાદાન છે;
ઉપકાર માતાના ભુલ્યો, તો જરૂર તે બેભાન છે.
ઉપકાર ભુલી માતના, જે ભાનભુલા થાય છે;
સુખને દુરે હડસેલતાં, તે દુઃખમાં સપડાય છે.

માતા અનેરૂં છત્ર છે, નિજ બાળને શિરે સદા;
તે છત્રને દુર ફેંકતાં સહેવી પડે છે આપદા.
**'આનંદ'** સાચો ચાહો તો, નિજ માતની સેવા કરો;
પ્રસન્ન માતાને કરી, આશીષ તેની ઉર ધરો.



# શું ચાહો છો?

# અમીરી કે ગરીબી ?



તમે શું ચાહો છો પ્યારા ! અમીરી કે ગરીબીને ?
ગણો શું સુખનું સાધન ! અમીરી કે ગરીબીને ?
અમીરી સુખ માનો તો, જરા થંભી જજો પ્યારા;
અમીરી સુખમાં છુપી, વહે છે દુઃખની ધારા.
અમીરી સુખની અંદર, છુપાયા દુઃખ છે ભારી;
ન લોભાશો અમીરીમાં, ગરીબી એજ છે સારી.
અમીરી ઠાઠ છે ખોટા, દેખાયે બહારથી મોટા;
પડે છે પીઠ પર સોટા, અંતરમાં હોય તે રોતા.
ચહો **'આનંદ'** ને પ્યારા, અમીરીને નહિ રોશો;
ચહો જો સુખ સાચું તો, **ગરીબીમાંજ** તે જોશો.



# દિવ્ય પ્રેમનું શિક્ષણ.

એક તંબુરો-તેના તારથી છુટો પડતાંજ-તેની મીઠા અવાજથી સાંભળનારની શ્રવણેદ્રિયને પોતા તરફ આકર્ષવાની ઉમદા શકિત ખોઈ દે છે, અને તારની પણ તેજ દશા થાય છે.

ધન્ય ! એ તંબુરા અને તાર ! **દિવ્ય પ્રેમ**માં વિયોગ થતાં-એના સંયોગથી પ્રાપ્ત થયેલી ઉમદા શકિતનું બળીદાન આપવું પડે છે--એનું હમને તમે ભાન કરાવી રહયા છો ! પણ દિવ્ય પ્રેમનેજ નહિ પીછાણનારને તારૂં એ મુંગુ શિક્ષણ શું સમજાય ?

# અભિમાન ! અભિમાન !

અરે કિરતારનો બંદો, બની કિરતારને ભુલ્યો ?
તો અકડાતાં અભિમાને, જરૂર તું દુઃખમાં ડુલ્યો.
ફુલ્યું તે શું નથી ફાટયું ? ખીલ્યું તે શું નહિ ખરશે ?
સમજ ! ઓ બંધુ ! તું મારા, જન્મ્યું તે સૌ જરૂર મરશે
હતો અર્જુન ઘણો બળીયો, વળી ગર્વીષ્ટને શૂરો;
પરંતુ કાળના મૂખે ચવાતા તે થયો ચુરો.
ફુલો ના બંધુઓ મારા. ચહો આનંદને પ્યારા;
**નમનતાઈ** પાઠ છે સારા, રહો **અભિમાનથી** ન્યારા.

# હા ! એકજ માર્ગ !

જર જોબનને વૈભવે, ભલે બન્યા ગુલતાન હો !
અધિકાર સત્તા જોરપર, ભલે બન્યા મસ્તાન હો !
રંક રીબાવી ભલે પુરા બન્યા શયતાન હો !
કે ભાન ભુલા થઇ જગતમાં થઇ રહ્યા બેભાન હો !
જ્ઞાનના પુસ્તક ભણી જ્ઞાની બન્યા વિદ્વાન હો !
કે જ્ઞાનને જોયા વિનાના, અજ્ઞાની અજ્ઞાન હો !

—:પણ સૌને માટે:—

**હા, માર્ગ ! એકજ માર્ગ છે, ઇન્સાન ને હેવાનનો !**
**ટકયો નથી ટકશે નહિ, હો રંક કે મુલતાન હો !**

(આનંદ.)



# રૂહનો પોકાર અને બોધ.

**નોંધ–એક અભિમાની માણસ એક શબને ઠોકરે મારે છે. ત્યારે પેલું શબ તે અભિમાનીને શું કહે છે?**

પુલીને શીદ ફરે બાપુ ! પુલે તે ફાટવાનું છે;
જનમની સાથ નોંધાયું, પૂના આખર થવાનું છે.

ખીલ્યું છે પુષ્પ જે આજે, ખરી પડશે સમય થાતાં;
અમીરો તે ફકીર થાતાં, સમયના રંગ બદલાતાં.
ફરે જે મસ્ત અભિમાને, પલકમાં તે ગયા ચાલી;
મુકી સૌ માલ ને મિલ્કત, લઈ નિજ હાથને ખાલી.

**ફરે છે મસ્ત તું જેવો, હતો એક દિન મુજ એવો;**
**પરંતુ હાલ જો મારો, થશે તુજ હાલ પણ તેવો.**

(આનંદ)



## ભજન.

( રાગ—હવે મને હરિનામથી નેહ લાગ્યો )
મુસાફર પ્યારા, શીદને સુતો તું સોડ તાણી.
પી લે તું પરમારથ પાણી રે. મુસાફર
સહરા સમ ઉજ્જડ રણ દુનિયા, પરમારથ છે પાણી
પાણી વિણ તરફડતા પ્રાણી, પરમારથ વિણ જ્ઞાની—મુસાફર
કષ્ટ કરીને લાખ કમાયો, પાઈ ન વાપરી જાણી.
મૃત્યુ સમયે સાથ ન આવે, જીંદગી થઇ ધુળધાણી-મુસાફર
**'આનંદ'** પ્રેમે પરમારથ કર, પરભવની કમાણી
પરમારથ વિણ કમાઇ પ્યારા, ધુળમાં મળી જવાની—મુસાફર



દુનિયાના ડાહ્યા, શીદને ફરે તું ફુલી ફુલી
લોટ તજીને ખાયે ધુલીરે—દુનિયા૦
શ્રીમંતાઇ શેઠાઇ તજીને થા તું પ્રભુનો કુલી.
સુખ માને લક્ષ્મી સત્તામાં પણ તે બનશે શુલી—દુનિયા૦
અમૃત છોડી વિષને લેવા રહયો તું દોડી દોડી
પૈસો પ્યારો ગણી રહયો તું પ્રભુ પ્રીત તરછોડી—દુનિયા૦
સુખ માને તું જેમાં ભાઈ તેમાં છે દુઃખ ભારી
સુખ સાચું અંતરમાં ભરીયુ તે દીધું વિસારી—દુનિયા૦
મારગ ઉલટો સાચો માની ધસી રહયો તું હોંસે.
હાયવોય તું શીદને કરતો આનંદ ધન સંતોષે—દુનિયા૦



(રાગ મુરખો રળી રળી કમાણો રે, માથે મેલશે મોટો પ્હાણો એ રાગ)

મુજને ધુન લગી પ્રભુ તારી, ભલેને દુનિયા ગણે દિવાનો
દિવાનો થાતા પ્રભુ ભજનમાં, ખરો લ્હાવો જીવ્યાનો રે મુજને.
લાગે દિવાના ડાહ્યા, ડાહ્યા દિવાના, રિવાજ એ દુનિયાનો
રિવાજ ઉલટો દુનિયા તણો ત્યાં, ક્રોધ કરૂં હું શાનો રે મુજને.
શાહુકાર લુંટે લુટારાને ઈન્સાફ એનો શાનો
કીડી કુંજરને ગળી જાએ છે એવો આ અજબ જમાનો રે મુજને.
ધુન લગાવી પ્રભુ તારારે નામની ખરેજ બનું દિવાનો
દિવાનો થાતા પ્રભુ ભજનમાં મળે 'આનંદ' પરવાનો રે મુજને.



ધન સાચુ અતરમાં, ઓ ભોળાભાઈ, ધન સાચુ અંતરમાં.
શિદને ફરે પર ઘરમાં ,, ,, ,,
હીરો નિજ ઘરમાંનો ત્યાગી (શીદ) કાચ ઢુંઢે પરઘરમાં ઓ.
કીડી સમ નાના પ્રાણીઓ નિર્ભય રહે નિજ દરમાં ઓ.
પરઘર ફરતા તે ભીખારી, ફોગટમાં તુ ફર મા
અંતર ધન ચાહે જો પ્યારા, પાપ કર્મ તુ કર મા ઓ,
પ્રભુ ભજન કરતાં તું પ્યારા, દુનિયાથી કદી ડર ના
નિદક નિંદા ભલે કરે પણ ક્રોધ કદી તું કર ના. ઓ.
નાશવંત ચીજોના નાશે શોક કદી તુ ધર ના
જાનારૂ સૌ જરૂર જાશે. ધાર્યાં થાએ હરના ઓ.
પ્રભુ ભજનમાં થાતું ગાંડો, ડાહ્યા સંગ તું ફરમા
ડાહ્યા દુનિયામાં થઈ ફરતા ગાંડા તે પ્રભુ ઘરના ઓ.
માનવ ભવ પામીને પ્યારા શીદ ખપે તું ખરમાં
આનદ પ્યારા આનંદ લેવા, ચાલોને નિજ ઘરમાં ઓ.



# અભિમાન.

શીદ ધરે અભિમાન, એ મનવા, શીદ ધરે અભિમાન.
એ ભુલાવશે તુજ ભાન, એ મનવા.
કાયા તારીમાં શું ભરીયું, કયાં તુજથી અંજાન
બુધ્ધિ ધન પામ્યો તું પ્યારા, શીદ બને નાદાન, એ મનવા.
બન્યા શીકંદર શાહ જગતમાં, સુબા ને સુલતાન
અર્જુન રાવણ સમ રોળાયા, કયાં છે નામ નિશાન. એ મનવા.
વિષય વિષ રૂપ ગણજો પ્યારા, પર સ્ત્રી માત સમાન
વિષય કુપમાં સુખ જોનારા, ડુબ્યા બની હયવાન. એ મનવા.
સુખને આનંદ જો ચાહે તો તજ તું ગર્વ ગુમાન
'આનંદ' પ્રેમે હડસેલી દે અભિમાન, શયતાન, એ મનવા.



# મુંગા થવામાં આનંદ!



## હે પ્રભુ! તું મને મુંગો બનાવજે!

તારા પવિત્ર નામને યાદ કરવા, સત્ય, ન્યાય, નીતિ અને સદાચારથી મળતા અખંડ સુખ અને આનંદને નહિ સમજી શકનાર અને આત્મામાં રહેલી અનંત શક્તિને નહિ જાણનાર પ્રાણીને યથાશક્તિ બોધ આપવા, સત્ય વાણી માટેજ તેં આપેલી જીભનો, હે પ્રભુ! હું દૂરૂપયોગ કરૂં, સત્યને બદલે અસત્ય બોલું, કે બીજા જીવોને અપ્રિય કે દુઃખકર્તા–એવું–કે નિન્દારૂપી કાંઈ વચન ઉચ્ચારૂં તો તેજ ક્ષણે મારી જીભની બોલવાની શકિત ખેંચી લઈ મને મુંગો બનાવજે.

આનંદ.



# ધોબી થવામાં આનંદ.



હે પ્રભુ! તું મને ધોબી બનાવ!

પોતે પરિશ્રમ વેઠી દુનિયાના મેલાં, ગંધાતા, પરસેવા અને મળમુત્રથી ભરેલ કપડાં આનંદપુર્વક ધોઈ, દુનિયાને ચળકતી અને ઉજવળ રાખનાર તેનું નામ ધોબી.

તેજ મુજબ દુનિયામાંથી અસત્ય, અન્યાય, અનીતિ અને દુરાચાર જેવી દુર્ગંધને દૂર કરી, સત્ય, ન્યાય, નીતિ અને સદાચારરૂપી ઉજવળતાથી દુનિયાને ઉજવળ બનાવનાર તે પણ દેવતાઇ ધોબી.

હે પ્રભુ! મને જરૂર આવો ધોબી બનાવજે!

આનંદ



२८

# મોચી થવામાં આનંદ!

પ્રાર્થનાર—

હે પ્રભો! તું મને મોચી બનાવ! જગતના મનુષ્યોનું કાંટા કાચ જેવી ભયંકર વસ્તુઓથી રક્ષણ કરવા, મરેલ ઢોરના ચામડાનો વ્યાપાર-તેનો સમાગમ-તેને કાપવું, શીવવું, દુર્ગંધ સહન કરવી, અને જોડા બનાવવા; આ બધું કરનાર તે મોચી.

તેમ જગતના સુખ, શાન્તિ, સંતોષ, સત્ય, ન્યાય, નીતિ અને આનન્દના સરળ માર્ગમાં પડેલ પાપ, અત્યાચાર, અસત્ય, અન્યાય, અનીતિ અને વ્યભિચારરૂપી કંટકોથી રક્ષનાર બોધરૂપી જોડા ભેટ ધરનાર તે પણ તેજ પરોપકારી મોચી.

હે પ્રભો! પ્રભો! તું મને જરૂર આવો મોચી બનાવજે.

આનંદ



# સાચો આનંદ.

હે બંધુઓ આનંદ કે સુખના બે પ્રકાર છે.

૧. સાચો કે અખંડ આનંદ.

૨. બાહ્ય કે ક્ષણિક આનંદ.

૧. અખંડ આનંદ એ આપણું સાધ્ય બિન્દુ છે તેનું સ્થાન ને સ્વરૂપ જાણવું. ને તેની પ્રાપ્તિ માટેના સરળ માર્ગો જાણી તે માર્ગે પ્રયાણ કરવું.

૨. બાહ્ય ક્ષણિક સુખના સાધનો મેળવી તેને માત્ર સાધન રૂપેજ ગણી તેમાં મોહવશ ન થતા તેના સદુપયોગ રૂપી પગથીયા દ્વારા સાચા સાધ્ય બિન્દુની પ્રાપ્તિ કરવી.

પણ આ સાધનનેજ સાધ્ય બિન્દુ માની લઇ તેમાંજ રચ્યો પચ્યો રહેનાર, માર્ગ ભુલી-ક્ષણિક આનંદમાંજ ફસાઈ જઇ તેમાંથી આખરે દુઃખનો અનુભવ મેળવે છે. અને જીવન ભ્રષ્ટ થઈ આવ્યો તેવોજ પાછો જાય છે.

# સેવક આનંદની અરજ.

# આનંદનું સાહિત્ય.



શુભ પ્રસંગોએ કે મૃત્યુ પ્રસંગે સ્નેહીઓમાં વહેંચો વહેંચાવો ખરીદ કરો જાહેર સંસ્થાઓમાં ભેટ આપો. અંતરના સાચા સુખ અને આનંદનો માર્ગ બતાવવો એથી ઉત્તમ ભેટ શું હોઇ શકે ?

આ ખાતાનું એક પૈસાનું સાહિત્ય ખરીદનાર પણ આ ખાતાને શક્તિ આપી શકે છે.

સેવક આનંદ દ્વારા પ્રગટ થતા સાહિત્યનો આ પુસ્તક એક નમુનોજ છે.

મફત વહેંચવા માટે જોઇએ તો સસ્તે ભાવે મળશે.

લી. સેવક,

આનંદ.



પ્રસિદ્ધ કર્તા:—આનંદ.

કસ્તુરચંદ સુરચંદ મારફતીયા.

ઠે. સાબરકાંઠા બૉર્ડીંગ હાઉસ, મમ્માદેવી પોસ્ટ-મુંબઇ.

આનંદની વખાર છે આનદ ભર લુંટો ભલે.
દુઃખમાં પણ શીદને મુઝાઓ લખ્યા વિધીના નવ ટળે.

સુરત લીમડા ચોકમાં આવેલા શ્રી "હરી-હર" પ્રીન્ટીંગ પ્રેસમાં હરીલાલ મગનલાલે છાપી.



## કેમ સાહેબો ? શું ચાહો છો ?

# દામ કે નામ.

નામનો ભોગ આપી દામ મેળવવા પ્રયત્ન કરવો તે કરતાં દામના ભોગે નામ મેળવવુ એ બહેતર છે.

**દામ કરતા નામની કીંમત અનંતગણી વધુ છે.**

**દામ ક્ષણિક છે:-નામ અમર છે.**

---

**નામ મેળવતાં દામ તો આપોઆપજ આવે છે.**

આ સત્ય સિદ્ધાંતનો અનુભવ લેવો હોય તો એક વખત પધારી નજરે નજર ખાત્રી કરી લેશો. પણ ક્યાં ?

**ધી સાબરકાંઠા બૉર્ડીંગ હાઉસ**
મમ્માદેવી પોસ્ટ ઓફીસ પાછળ મુંબઇ નં. ૨.